# સતપંથ ની પોલ

Reg No 309!

લેખક -વરતેજી

પ્રકાશક,

**ધી ઈસ્માઈલી–સાહિત્ય મંડળ.**

તરફથી

**ઈબ્રાહીમ જુસબ વરતેજી.**

પુષ્પ નં. ૯


આવૃત્તી ૧ લી. જુન ૧૯૨૬

સંવત ૧૯૮૨ —ઈ. સ. ૧૯૨૬.—હીજરી સ. ૧૩૪૪

**કિંમત એક આનો.**

દાસ પ્રિન્ટીંગ વર્કસ, પાઝણી મે

- મેનેજર કાદરહુસેન મે'

શિયા ઇમામી ઇસ્માઇલીયા આગાખાની ફીરકો આજે હીન્દમાં ચોતરફ સતપંથ ધર્મના નામે મશહુર થતો જાય છે. કેટલાક ભાવિક અને ધર્મ પ્રેમી હીન્દુભાઇઓ ઇસ્લામના નામે ગણાતા આ સતપંથમાં પ્રાચીન અને અરવાચીન સનાતન વૈદિક ધર્મનાં સિધ્ધાંતોથી વાકેફ થઇ આ હીન્દુ મુસલમાન ભેદ વગરનાં પંથમાં ભળતા જાય છે. એ ભળતા હીન્દુ ભાઇઓની આકર્ષાયેલી સત્ય જ્ઞાનીની શોધ ભીગ્નપણુ જોવાય છે. ત્યારે કેટલાક [illegible] ઉગરવાળાઓ તેની અદેખાઇ કરે છે. તેને તિરસ્કારે છે, નિંદે છે, હડધુત કરે છે. ત્યારે કેટલાક ગલવલીયાઓ પોતાને લાગુ પડેલા રોગના લીધે, ઇસ્માઇલીની સખ્યા રાજદ્વારી ધોરણે વધારવાનો પ્રયત્ન માને છે તેને માટે અમોને જરૂર કારણ લાગતુ નથી. તે કરતા વિશેષ કારણ જોવું, તો એજ સતપંથનાં ટોળામાં બાપ દાદેથી વસનારા અનુયાયીઓ, કે જેને ૬૦૦ વરસ ઉપર ઇસ્માઇલીયા માનવતા પ્રભાવશાળી પીરોના બોધથી હીન્દુ કોમમાંથી ઇસ્માઇલીયા ફીરકામા દાખલ કરયા, અને ખુદાઇ ધર્મની મોટી નિશાની તરીકે હીન્દુ મુસલમાન ભેદ વગરના આ ફીરકામાં શામેલ કરવામાં આવ્યા છે. આજે તેઓ પોતાના વંશજોની કાંતો ભુલ સમજે છે, કાંતો પોતાના વડવાઓ માટે હલકો મત બાંધે છે. અને તેથીજ આ સતપંથ ધર્મ તરફ અભાવની નજરે જુવે છે. એટલુંજ નહીં, પરંતુ પોતે પોતાને મજહબ ધર્મના મહાન સિધ્ધાંતોનું અજ્ઞાનપણું છતાં, જાહેરમાં વગોવવા પોતાની શક્તિઓ ખરચે છે.

ખરૂ જોતાં, એવાણ મિત્ર શત્રુ જેવા છે! છતાં પ્રચારક તરીકે તેમની જાણ્યે અજાણ્યે તેમનું કાર્ય કારણ રૂપ જણાય છે.

જોકે એ અધુરીયા અનુયાયીઓ, ઉપર મુજબ રસ્તો અખ્તીયાર કરે છે, તેનાં કેટલાક ચોક્કસ કારણો છે, તોપણ તેઓ
[illegible] કરે છે, એમ માનતા હોય છે. અને
[illegible] પવાહ જે સતપંથ સિધ્ધાંતોથી
[illegible] હેતુ માટે પણ, આ પ્રયાસ
[illegible] મ જગતકર્તા પાસે અરજ

# ઈમામની પિછાન!

## ઇસ્લામના જીવનરૂપ ઈમામે ઝમાન.

### સતપંથ અને પ્રચાર.

**હદીસઃ**—"અલા રાઅસ મેનતીન મીમ મઆતા તત્તેલઉશ **શમ્સ** મિન મગરીબ હા!"

હ૦ રસુલે ખુદા ફરમાવે છે કે—મારી (હયાતી) પછી ૩૦૦ વરસે પશ્ચિમ તરફ સૂર્ય ઉદય થશે.

ઉપલી પવિત્ર હદીસ મુજબ હ૦ રસુલે ખુદાની પછી ઇસ્લામ ધર્મના ગૂઢ તત્વોના પ્રકાશક સુર્યરૂપ "જમાનાનો ઇમામ" બરાબર તેટલીજ મુદતે પ્રગટ થયો!

હઝરતઅલી ઇસ્લામ ધર્મના પેશવા જાહેર થયા પછીજ ઇસ્લામી **રાજદ્વારી** અને **ધાર્મિક** નેતાઓએ જુદા જુદા હાથે આવું મહાન કાર્ય વહેંચી લીધું.

**રાજદ્વારી—તંત્ર** ખરી રીતે હ૦ અબુબકર, હ૦ ઉમર અને હ૦ ઉસ્માન અમીર મનાયા અને ત્યારપછી સ્થિરપણે બની અબ્બાસી ખલીફાઓના હસ્તગત રહ્યાં.

અને ધારમીક સરવોપરી સત્તા હ૦ અલી, હ૦ હસનેન, હ૦ જેનુલ આબેદીન, હ૦ મહમદ બાકેર, હ૦ જાફર સાદેક સુધી નિરવિઘ્ને એ ખુદાઇ પુરૂષોનાં હાથમાં મનાતી રહી.

ત્યારપછી એજ નસલમાં બે ભાઇયોએ દાવો કીધો. ખુદાઇ પુરૂષ (ઇમામ) ખુદાઇ કલામની સાથે મળીને ઐક્યપણે રહેવાની

વાત હ૦ રસુલે ખુદાએ જાહેર કરી દીધી છે. છતાં બે ભાઇઓનાં બે પક્ષોમાં ખરૂં ખોટું બતાવવું, તે કરતાં ખુદાઇ ધર્મના રક્ષક માટે ખુદાવંદ તઆલાએ અને એમના રસુલે જે પેગામ મોકલાવ્યો છે, તે મુજબ હક્કદાર કોણ છે? એજ જાહેર દ્રષ્ટિ તેમજ ઇમાનદાર આંખથી જોવાનું ઠીક કહેવાય.

**આયાત**—કુલ્લેશયઇન અહસયનાહો ફી ઇમામે મોબીન.

**એટલે**—જાહેર ઇમામજ સઘળી બાબતોનો હિસાબ જાણનાર છે. (સુરેયાસીન આ. ૧૨.)

તથા—કુલ્લે શય્યઇન અહસયના કિતાબુમ—મોબીન.

**એટલે**—દરેક વસ્તુ જાહેર કિતાબમાં છે.

(સુરે નબઅ)

ત્યારે પેગંબરે ખુદાએ પોતાની અંતકાળ વખતની યાદગાર હદીસ મુજબ ફરમાવ્યું છે કેઃ—

"કુરઆન અને ઇમામ બેઉ જાહેર પણે એક તરીકે, એક "રસી મિસાલે મળેલાં રહેશે ને કયામત સુધી એ બેઉ આપસમાં "હરગીઝ જુદા નહીં પડે. તથા મારી બાદ ત્રણસો વરસે પશ્ચિમે સુર્ય ઉગશે."

આ હદીસની કસોટી ઉપર જેને માટે અનુકુળતા હોય, તેજ ખુદાઇ પુરૂષ ખરો. કારણકે મજકુર બાબતો બે પુરૂષો માટે સિદ્ધ થાય નહીં એ ખુદાઇ કલામની ખુબી છે.

વળી ખુદાએ પણ—એ બેઉ વસ્તુ કુરઆન અને ઇમામ મળી જે એક રસ્સિ મિસાલે છે, તેને પકડી રાખવા સલામતી ફરમાવી છે કેઃ—

**આયાત**—વઅ તસેમુ બે હબલિલ્લાહે જમીઅન વલા તફર્રકુ.

**એટલે**—ખુદાઈ રસ્સીને એકઠા થઇ મજબુત પકડી રાખો, અને જુદા પડો નહિ.

ઉપર કહેલાં બે પક્ષોનો ખુલાસો કરીશ કે, ઇમામ જાફર સાદેક અ૦ પછી એમનાં બે પુત્રો એક વડા શાહ ઇસ્માઇલિ અને બીજા હ૦ મુસા કાઝેમ છે.

પ્રથમ હદીસમાં જણાવ્યા પ્રમાણે શાહ ઇસ્માઇલિની નર નસલે હી૦ સ૦ ૨૯૦ માં શાહ મહમદ મેંહદી મિસરનાં તખ્ત ઉપર રાજ સત્તાપર આવ્યા પછી, પોતાની **ઇમામતનો ઝુંડો** ઝળકાવ્યો! જે અદ્યાપી સુધી પરંપરામાં ચાલુ છે. ત્યારે હઝરત મુસા કાઝેમની નસલે પણ એજ નામે એટલે હ૦ મહમદ મેંહદી પાંચ વરસની વયે ગાયબ થયા! એટલે તે પછી ઇમામતનો ક્રમ બાર પર આવી અટક્યો.

આ ઉપરથી ખુદા, તથા રસુલનાં ઉપલાં કલામોની કસોટી ઉપર પરખીશું તો સાબેત થાય છે કે.—

ઇમામે મોબીન એટલે ઝાહેર ઇમામ તરીકે શાહ ઇસ્માઇલિની નર નસલ ચાલુ રહી અને હઝરત મુસા કાઝેમની નસલ જાહેરમાંથી ગાયેબ થઇને અટકી જે કુરઆનથી વિરૂદ્ધ છે!

અને આ સ્થીતિ હ૦ રસુલે ખુદાનાં કલામો મુજબ ખુદાઇ **કી**તાબની સાથે, જાહેર રહેનાર ખુદાઈ પુરૂષ (ઇમામ) ન હોય, તે અને હોય તે, એ બેમાં જાહેરમાં સાથે ન રહે, તે કરતાં "કીતાબુમ મોબીન સાથે ઇમામુમ મોબીન" હોય તેજ સત્ય ઠરે.

બીજા મુદ્દામાં હ૦ રસુલે ખુદાએ પશ્ચિમમાં ત્રણસો વરસે સુર્ય ઉગવાની કરેલી આગાહી માટે, બેઉ પક્ષમાં એક સરખી ભાવના છે.

કારણકે હ૦ મુસા કાઝેમનાં પક્ષવાળાઓ માને છે કે, ત્રણુસો વરસે હઝરતની બાદ પશ્ચિમમાં સુર્ય ઉગવાની બાબત ગાયેબ થયેલાં હ૦ મહમદ મેહદીનાં સંબંધમાં માને છે; કારણકે હી૦ સ૦ ૨૫૮ માં બારમાં હઝરત મહમદ મેહદી ગાયેબ થયા!

ત્યારે શાહ ઇસ્માઇલની નર નસલે શાહ મહમદ મેહદી હી૰ સ૰ (૨૬૦) મા મિસરના તખ્ત ઉપર આવ્યા. તેમણે પોતાની ઇમામતનો દાવો પ્રગટ કર્યો. એ એક બાબતમાં બીજી હઝરત રસુલે ખુદાની હદીસ મુજબ આબાદ ખરી પડલી ઇસ્માઇલી પક્ષવાળા માને છે.

અહીં સવાલ એકજ ઉઠે છે કે, હી૰ સ૰ ૨૫૮ અને હીજરી સન ૨૬૦ લગભગ વરસનો સરખા છે. પણ એક પક્ષ ગાયેબ થનારને સુર્ય ઉગ્યો કહે છે, ત્યારે બીજો પક્ષ **ઇમામત** પ્રકટ થનારને માને છે, જોકે ન્યાય દ્રષ્ટિએ ઇમામતનો ગુઢ જાહેરમા પ્રકટ કરનારજ હઝરત રસુલે ખુદાનાં વચનો મુજબ "તત્લેઉશ શમ્સ" એટલે **"સુર્ય ઉગશે"** એ મતલબનો અર્થ સારે છે. પણ **ગાયેબ** થનાર ઇમામ હદીસના વચનથી ઉલટી મતલબ સિધ્ધ કરે છે. તેથી તે કુરઆન મુજબ પણ ખરો દાવેદાર નથી ઠરતો.

આ રીતે એ પક્ષ સિવાય ત્રીજો પક્ષ કદી પણ ખુદાઇ પુરૂષનો દાવો કરી શકતો નથી. કારણકે ફાતમાના સૈયદ અને હ૰ અલીની નર નસલ હોવી, એ ઇમામતના દાવા માટે મજબુત સનદ મુકરર થયેલ છે. ને તે મુજબ શાહ ઇસ્માઇલજ ખરા હકદાર **ઇમામ** છે !

હવે આપણે અસલ વિષય તરફ આગળ વધીશું, કે શાહ ઇસ્માઇલની નર નસલે ક્રમવાર એકપછી એક ઇમામો થતા રહ્યા અને તેમણેજ અરબસ્તાન ઉપરાંત બીજા દેશો ખાતે પોતાનાં તરફથી ઉપદેશકો મોકલાવી ખુદાઇ બોધ ફેલાવ્યો.

ત્યારે-હ૰ મુસા કાઝીમની નસલમાં થયેલા-પાંચે-સાહેબો બની અબ્બાસીયોની હકુમતનાં દાબમાંજ રહી જીંદગી ખતમ કરી. તેથી તેમને હીદાયત કરવાનો વખત નસીબ થયો નહીં. પરંતુ શાહ ઇસમાઇલ પછી દરેક ઇમામતની મસનદ પર

આવનારા ઇસ્માઇલી ઇમામો તરફથી એક મુખ્ય પુરૂષ ધારમીક પ્રચારના માટે, **વઝીર** તરીકે એટલે **પીર**ના નામથી મુકરર થતા રહ્યા તેની ટીપમાંઃ—

૭ મા—પીર સતગુરૂ નુર—ઇમામ અલી ઝીકરતીસ સલામનાં સમયમાં.
૨૩ મા—પીર શમ્સતબ્રેઝ—ઇમામ કાસમ શાનાં સમયમાં.
૨૬ મા—પીર સદરદીન—ઇમામ ઇસ્લામ શાનાં સમયમાં.
૨૭ મા—પીર હસન કબીરદીન—ઇમામ ઇસ્લામ શાનાં સમયમાં.

એ માનવંત પુરૂષોએ હીન્દુસ્તાન ખાતે પોતાના ઝમાનાના જાહેર ઇમામના હુકમની રૂઇએ ખુદાઇ ધર્મની હિદાયત ફેલાવવાનાં ચમતકારીક પ્રયત્નો કીધા! જેના કાર્યના પુરાવા બદલ—

હાલની ખોજા કોમ, મુમના કોમ, અને શમસી હીન્દુ ગુપ્તીઓ, તથા ગુજરાતનાં ગુપ્તીઓ, બુરહાનપુર તથા સુરતનાં નવા ઇસ્માઇલીગો અને બીજાઓ પણ મોજુદ છે.

ત્યારે એ પીરોનાં કુટુંબીયોએ પણ કેટલુંક ઉપદેશનું પ્રશંશાપાત્ર કાર્ય મળેલા અવકાશમાં કરી બતાવ્યું છે, જેમાં પીરાણા પંથ અને તેની શાખાઓ તથા પરીણામ—પંથના હીન્દુ ગુપ્તીઓ પણ અત્યારે જાણીતા છે.

આવા ઉપદેશકોની હરીફાઇમાં એ પીરોના કુટુંબની બે **સ્ત્રી—રત્નોએ** કેટલુંક કાર્ય કરી વૈદિક ધર્મમાં સુપ્રસિધ્ધ **મૈત્રેયી** અને **ગારગી**નાં પુનરજન્મ રૂપે સેવા કરી, પોતાની ધારમીક લાગણી પ્રગટાવી છે. એ બે સ્ત્રી રત્નોમાં **"બાઇ બુઢાંઇ"** અને **"ઇમામ બેગમ"** મશહુર છે.

ઉપલાં નામની પીરાણાના સૈયદ ખાનદાનની બાનુઓએ "આત્મ દર્શન" નાં વિષયમાં પોતાનાં રચેલાં પદોથી જે ઝળકતી યાદગીરી વારસામાં મુકી છે, તે અત્યારનાં કોઇપણ ધર્મ સંસ્થાના નામે ગણાતા કાર્યોમાં શ્રેષ્ઠ દરજ્જો આપી શકાય એવા ઉત્તમ છે.

# બાઇ બુઢાઇ!!!

આ માનવંત સાધ્વી બાનુ ફાતમી આગાખાન ખાનદાનમા ઇસ્માઇલીયા ગુરુ પીર સદરદીન સાહેબના ફરઝંદ અને ઇસ્મા-ઇલી પીરોમા અનંત ક્રોડના ઉદ્ધારક ઉસ્તાદ ગુરૂ પીર હસન કબીરદીન સાહેબના પુત્રી થાય.

ઉસ્તાદ ગુરુ પીર હસન કબીરદીનના કુલ ૧૮ ફરઝંદોમા માત્ર ઇમામ શાહ અને આ માનવંત બાનુ બાઇ બુઢાઇ એ બેજ વ્યક્તિ પોતાના બાપાના અને બાવાઓના ઇસ્માઇલીયા ફીરકાના મનાતા ઇશ્વરી અવતાર અથવા જાહેર ઇમામના ફરમાન વડે, હકીકતી ઇસ્લામના મહાન દાઇ તરીકે, જે કાર્ય બજાવી હીન્દમાના **હીન્દુ-મુસલમીન** ભેદ તોડવાના સફળ અને અમર પ્રયત્નો કીધા, તેના **અનુયાયી** અને **ઉપદેશક** તરીકે સેવા બજાવી હતી. બાકીના બીજા બધા ફરઝંદો તે વખતના હીન્દના મુસલમીન બાદશાહોના આશ્રે સુન્નત જમાઅતના **ઇસ્લામી પીરો** જેવા ફરજંદ જીંદગી પસાર કરી ગયા છે

બાઇ બુઢાઇનુ પણ મુસલમીન રાજ કર્તાના માનવંત ગણાતા "**સૈયદ જલાલ જાની**"ના પુત્રની સાથે રિવાજ મુજબ લગ્ન થયુ હતુ, અને બાદશાહી ખાનદાનમા માન ભોગવનાર તરીકે ઉમદા પ્રકારના માન મરતબા અને ઠાઠ સાથે લાંબી જીંદગી ગુજારયા પછી, પોતાની પુખ્ત વયે પીરાણા મતના મશહુર થયેલ સૈયદ **ઇમામશા** જે એમના ભાઇ થાય, તેમની ઇસ્માઇલીયા ફીરકાની મહાન સેવા અને ખુદાના દીદાર પ્રાપ્ત કરવાના સાધનોનુ સાહીત્ય જોઇને, આ માનવંત બુઝુર્ગ બાનુને વૈરાગ ઉત્પન્ન થયો, અને પોતાના મૌસુફભાઇ **ઇમામશા** સાથે ધાર્મીક ચર્ચા કરતાં, દુન્યવી કામો અને ખાનગી તરફની ફરજોથી મુક્ત થઇ, ખુદાના દીદાર કરવાનું, ખુદાવંદતઆલાએ ઇસ્લામના મુખ્ય ઉદ્દેશ તરીકે બદલે

ઇન્સાનીયતનાં મોરણે માનવ જીંદગીમાં કરવા સોંપાયેલ કાર્ય તરીકે સમજી, તે માટે પ્રેમ પૂર્વક પ્રયત્નો કર્યાં, અને અંતે પોતાનાં મરહુમ પિતાજીની તાલીમની પ્રાપ્તિ, એમના વફાદાર અને અનુભવી શિષ્ય **હાજરજોગ** તથા ભાઈ **ઇમામશાની** મદદ વડે "મન અરફ નફસહુ ફકદ અરફ: રબ્બહુ" એટલે "જેણે પોતાને ઓળખ્યો. તેણે ખુદાને ઓળખ્યો." એ ઇસ્લામી **વેદાંતનું રહસ્ય** જાતે અનુભવ્યુ ને કૃતાર્થપણુ મેળવ્યુ. એ માનવતા **બાઈ બુદ્ધાંઇની** ધારમીક ચરચા અને ખુદાઇ દીદારની પ્રાપ્તિની સ્વરચિત **"કાવ્ય-પ્રસાદી"** ઝલકતી જીંદગીનુ યાદગાર એંધાણ અદ્યાપિ સુધી શિયા ઇમામી ઇસ્માઇલીયા આગાખાની પીરકાની જમાઅતમા બાઈ, ભાઇયોમાં બાળને વૃધ્ધોમાં ભાવ અને આનંદ પુરવક શિક્ષણ પાઠ મિસાલે આલાપાય છે.

જેમાં પોતાનાં ભાઇ ઇમામશા અને બાઇ બુદ્ધાંઇનાં નામે રચાયેલાં સવાદનાં વચનામૃતો "પવિત્ર જ્ઞાન)ની હરોલમાં જગા મેળવવાને લાયક ઠરેલા છે, જેનો કઇક નમુનો અત્રે રજુ કરી સુજ્ઞ વાંચનારની જીજ્ઞાસાને તૃપ્ત કરીશુ.

☞ આ ધારમીક સવાદ ઉપરથી ઇસ્માઇલી ઇમામો તરફથી જે પીરો મારફત હીન્દમા ઇસ્લામની દાઅવતનુ કામ કર્યું તેનો કુરઆને શરીફની નીચેની આયાત મુજબ હતુ કેઃ—

"પ્રાચીન પ્રજામાંની કોઈ એવી નહોતી કે જેને અમારી હિદાયત માટે એક ચેતવણી આપનાર મોકલ્યો ન હોય."

આ રીતે હીન્દની પ્રાચીન પ્રજામાં પણ ખુદાઇ હીદાયત આપનારાઓ ખુદાએ મુકરર કરી મોકલેલા પુરૂષો હતા, જેને રામ કૃષ્ણ તરીકે વેદ ધર્મમાં ઓળખાવ્યા છે. તે ઇસ્લામ મુજબ ખુદાઇ પુરૂષો હતા. અને તે આદમ અગાઉના આદમો તરીકે હોવાથી હ૦ મુસા, હ૦ દાઉદ અને હ૦ ઇસા માફક તેઓની વૈદિક તાલીમ મનસુખ ગણી છે. પણ તે એક ખુદાને માનનારી પ્રાચીન પ્રજા હતી.

**પ્રગટ કર્તા.**

# (સતપંથ જ્ઞાન સાગર)

## ભાગ ૧ લો.

—:o:—

## ૫૬ મું ગીનાન.

—:o:—

રચનાર:—સઈયદ ઈમામશાહ.

જીરેબાઈ સતિગુના સત સાહેબ રાખે,
સીલવતી સીલ રાખે જીરેબાઈ—૧
જીરેબાઈ ધરમ લીધુ તારે ધરમ સર ચાલો,
જીસું દીવે ફેરી જોત રાખો જીરેબાઈ—૨
જીરેબાઈ હવે "હુએ જદા" અમે તારી સાથેજ કહીયે,
પણ ટાંણુ ન ચુંકો મોરીબાઈ જીરેબાઈ—૩
જીરેબાઈ ખટઘડીયે ઉઠીને દાતણ કરવું,
ને આસીસ તારે ભણવી જીરેબાઈ—૪
જીરેબાઈ અડધી રાતે વજીફો કાઢો,
તો ફરીમા "ઘોઆ" સીખો જીરેબાઈ—૫
જીરેબાઈ સમી સાંજે ધુવા નફલ પડવી,
અને પર પુરૂષ જતન કરવી જીરેબાઈ—૬
જીરેબાઈ દો પહોર વેળા માંહે એકાંત રહેવું,
કબરની આસીસ ભણવી જીરેબાઈ—૭
જીરેબાઈ એવું વાતુ કેને જાહેર આપી ન દેવી,
જે હે એ પોતાનો તોણે તન જીરેબાઈ—૮

## સૈ૦ ઇમામશા કહે છે—

જીરેબાઇ, પથરકી મુરતી કયા મુખ બોલે,
જે માણુએ પુતલાં ઘડીને બેસાડયાં જીરેબાઈ—૧

જીરેબાઈ, રામ કરસનકા જો નામજ લેવે,
સોતો પાછમ દીસે માનખાં વેસ જીરેબાઈ—૨

જીરેબાઇ, હીંદુને લેકર પથર ઝાલ્યા,
ઇનુ સર ઇમાન લાવ્યા જીરેબાઇ—૩

જીરેબાઇ, પથર આગલ લે કર નીશાની જો રાખે,
સો જાતે દીને પથર વલગી રેહેનાં જીરેબાઇ—૪

જીરેબાઈ, મોખ મુગતીકા મારગ ન પાવે,
પથર સર ભારજ સેહેવે જીરેબાઈ—૫

જીરેબાઈ, દીન દુનીયાકા ધણિ પાછમે બેઠા,
સોબી હુકમ નુર **"નીજારી"** જીરેબાઇ—૬

જીરેબાઇ, ભણે પીર ઈમામશાહ સાચુજ બોલે,
રામ, કરસન મઉલાઅલી કહેનાં જીરેબાઇ—૭

---

## બાઈ બુઢાંઈ પુછે છે—

જીરેભાઇ, મઉલાઅલી તો આપે હિનકા રાજા,
સો હીંદુમે જાકર કાયું બેઠા જીરેભાઇ—૧

જીરેભાઈ, રામ, કરસન તેતો રાજાજ કહીએ,
તાલ તંબલ ઢોલકી બજાવે જીરેભાઇ—૨

જીરેભાઇ, આગે આપણે કયા હીંદુજ હોતા,
કયસી બાતાં હેમ્એ ભાઈ બતાવો જીરેભાઇ—૩

જીરેભાઈ, હીંદુ જો કર આગમે જલાવે,
તિસમે આપણું કયુ હોવે જીરેભાઈ—૪

જીરેભાઈ, હીંદુ જાકર દેરાંજ પુજે,
મુવા પછી ભુતજ હોવે જીરેભાઈ—૫

જીરેભાઈ, ખોટી પુજાને ખોટારે મંડપ,
ઇસમે દાદા કાયકુંજ બેઠા જીરેભાઈ—૬

જીરેભાઈ, આમ ખુદાએ બોલેઆ સાચીજ વાણી,
જીનકા ભેદ તુમ જાનો ના જીરેભાઈ—૭

---

## સૈ૦ ઇમામશા કહે છે—

જીરેભાઈ, તતવ ભેદકી વાચાજ બોલે,
સો તમારા ચીંત માંહે રાખો જીરેભાઈ—૧

જીરેભાઈ, મછ કોરભ, વારા, નરસી, જો કહીએ,
એઓ સરૂપ હુએ શાહકા જીરેભાઈ—૨

જીરેભાઈ, એ ચાર રૂપ કીરતા જુગ માહે આયા,
તિસ માંહે સતી **પહેલાજ** હુઆ જીરેભાઈ—૩

જીરેભાઈ, નરસીંહ રૂપે મઉલા અલીજે હોતા,
તારે દઇતિ હરણાકંસ જાણો જીરેભાઈ—૪

જીરેભાઈ, કષ્ટ ભોગવી તારે પહેલાજ નીપના,
કહે પીર ઇમામશાહ એઓનાં કામ સીધાં જીરેભાઈ—૫

---

## બાઈ બુઢાંઈ પુછે છે.

જીરેબાઇ, ઉનકે સર કષ્ટ કેસી જો વીતી,
એ કરટકા ભેદજ ભાંખો જીરેબાઈ—૧

જીરેબાઈ, પહેલાજ કેમા અવતાર કહીયે,
તાકા શબ્દ હમકુ સુનાવો જીરેબાઇ—૨

જીરેબાઇ, સાહિ પહેલાજે કરટજ રચ્યાંખો,
કરટ સાહિબ્આ વીના નહી પામે જીરેબાઇ—૩

જીરેબાઇ, હીંદુ હોકર કેસી કરણી જો કીની,
તગેસી તો હમ સર નહી વીતિ જીરેબાઇ—૪

જીરેબાઈ, બાઈ બુઢાઈ એવી તરેહે બોલ્યા,
શબ્દ કેજે વીના રજા નાહી જીરેબાઇ—૫

---

## સૈ૦ ઇમામશા કહે છે—

જીરેબાઇ. શબ્દ બોલે ભાખેઆ તમારી,
તબ રજા હમકુથી હોવે જીરેબાઇ—૧

જીરેબાઇ, **પહેલાજ** તો આજ **ઇબ્રાહીમ** ખલિલિલાહ જાણો,
જાકી અઉલાદ મકા મદીના માહે જીરેબાઇ—૨

જીરેબાઇ, વોહી હીંદુ સોહી મુસલમાનજ હુવા,
ઉસ વખત નબીતો નાંહી જીરેબાઇ—૩

જીરેબાઇ, એહી જીવતો ઇસ ધરમેજ રાચે,
કસણી બહોત સીર સહેવે જીરેબાઈ—૪

જીરેબાઇ, આગેજે જીવ જેએસાજ હોવે,
તેઆજ સતપંથ માંહે આવે જીરેબાઇ—૫

જીરેબાઇ, જેણે જેએસી કરણી સીર સહી,
સોહી મોમન આજ કહાવે જીરેબાઇ—૬
જીરેબાઇ, ભણે પીર ઇમામશાહ સુનો મેરીબાઇ,
સુણ્યા વિના સુખ નહી આવે જીરેબાઇ—૭

---

## બાઈ બુઢાંઈ પુછે છે—

જીરેબાઇ, સુણ્યા વીના તો સુખ ન હોવે,
પણ શબ્દ દીઓ સોઇ જીરેબાઇ—૧
જીરેબાઈ, વાહમણ ફરસીરામજ કોણ,
એ કથો વેદ વીચારી જીરેબાઇ—૨
જીરેબાઇ, હરિચંદ સો કોણ જીવજ કહીએ,
ઓર કોન ઠામમે લઇએ જીરેબાઇ—૩
જીરેબાઇ, કેસી કરણી ઇનું જીવેજો ક્રાતી,
જો એની કમાઈ જીવે લીતી જીરેબાઇ—૪
જીરેબાઇ, ઓહી વખત કેસાજ કહીએ,
જો એતી કમાઈ કરી ગયા જીરેબાઇ—૫
જીરેબાઈ, ઉસ વખતકા બેહજ કંથો,
અને કીયા કરતાસો કામ જીરેબાઇ—૬
જીરેબાઇ, બાઇ બુઢાઈ જે વાતુજ પુછે,
સો કહો સંભારીને બાઇ જીરેબાઇ—૭

---

# બીબી ઈમામ બેગમ.

આ બિબી બાનુ સૈયદ ખાનદાનમાં ફાતમી હતાં. અને ઇસ્માઇલી પીરો પીર સદરદીન સાહેબ અને પીર હસન કબીર સાહેબનાં પછી એ ખાનદાનની ઓલાદ જે હીન્દમાંજ રહી હતી. તેમાં આ બીબી સાહેબ હી. સ. ૧૮૫૬ ના વરસો દરમ્યાન ઇસ્માઇલી પીરના અનુયાયી તરીકે અને ભક્ત હૃદયથી બોધક તરીકે પ્રસિદ્ધિમાં આવ્યા હતા.

બીબી સાહેબાના વડીલો એ વખતમાં પંજાબમાં મુલ્તાન નજીક આવેલા **કડીઆવાલા** પ્રાંતમાં વસ્તા હતાં. ને તે ઉપરથી તેઓનું ખાનદાન "કડીવાલ સૈયદો" તરીકે ઓળખાતું હતું. બાજફર કડીવાલ સૈયદોનાં ખાનદાનમાં જાણીતા મહાન પુરૂષો થઇ ગયા છે. જેમાં સૈયદ મામદશા જેની દરગાહ મુંબઇમાં ખોજા ઇસ્માઇલી જમાતનાં કબ્રસ્તાનમાં છે. તથા સૈયદ હૈદરશા જેની તુરબત કરાંચીમાં છે. સૈયદ મિંયાશાની તુરબત પણ કરાંચીમાં છે. સૈયદ ગુલ્માલીશા જેની દરગાહ કચ્છ કેરામાં મશહુર છે અને સૈયદ ફતીશા જેની તુરબત સિંધમાં છે. શાહ તુરેલ **જરકા** નજીક સાંદા શહેરમાં છે. એ સિવાય બીજી ઘણી દરગાહોવાળા પીરો એ ખાનદાનમાં થઇ ગયા છે.

૯૦ અલીથી સીધી નર નસલે ઉતરી આવનાર ઇસ્માઇલી ઇમામો એ હિન્દમાં સિંધ અને પંજાબના રસ્તે પીરો મારફત ઇશાઅતે ઇસ્લામનું હિકમત ભર્યું કામ કરાવ્યું ત્યારપછી રફતે રફતે કચ્છ અને કાઠીયાવાડ ગુજરાત તરફ પણ પ્રચાર કરવા માંડયો. અને છેક પહેલા આગાખાન સાહેબનાં પિતાશ્રી હઝરત મૌલાના શાહ ખલીલિલ્લાહ સાહેબના સમયમાં કે જે વખતે ઇસ્માઇલી

ઇમામતની મસનદ ઇરાનમાં હતી. તે વખતે ગુજરાત કાઠીયાવાડ તરફ ઇસ્માઇલી પીરોના વંશના સાદાતો અને ઇમામે ઝમાન તરફથી દાઇઓ તરીકે, શાહ તરીકે, સૈયદો નામે ઓળખાતા આસામીઓ ઇસ્માઇલી ખોજા મુરીદ જમાતમાં આવતા હતા. અને પ્રસંગોપાત ધાર્મિક ચર્ચા કરી તથા વિવેચન કરી ધામીક તાલીમનું કાર્ય બજાવતા હતા.

બીબી ઇમામ બેગમ સાહીબા કે જેણીએ પોતાના બનાવેલાં કીરતનો મારફતે ધાર્મિક બોધ ફેલાવ્યો હતો. તેમાં એમનાં રચેલાં કીરતન કાવ્યો શુધ્ધ ઇસ્લામના તત્વો સાથે હીન્દુ ધર્મ પાળતી ભક્ત પ્રજાને ભાવે તેવાં મુદ્દાવાળા નિષ્પક્ષપાત હોવાથી તે સાંભળવાને ઘણા અવર કોમના ભક્તજનો પણ ભાગ લેતા. આવી રીતે મૌસુફ બીબી સાહેબા જ્યાં જ્યાં ફરતા ત્યાં ત્યાં ઘણોજ આદર સત્કાર મેળવતા.

બીબી સાહેબના રચેલાં કીરતન કાવ્યો જો કે હાલ જે અમોને પ્રાપ્ત થયાં છે. તે કુલ આઠ છે. પરંતું તેમાં ઇસ્લામી વેદાંત તત્વ સંપૂર્ણ હોવાથી અત્યારે પણ ઇસ્માઇલી ફીરકાના ગુજરાતી જાણનાર બાઇ ભાઇઓ તેને પ્રેમ સહિત બોલી આનંદ મેળવે છે.

વિશેશમાં—એ કીરતન કાવ્યો બીબી સાહેબા સાથે મુસાફરી વખતે સાથે રહેનાર એક ખોજા નામે મેરાલી પાપાવાણી સિંધી હતા. જેઓ કિરતન કાવ્યો બોલાતી વખતે સારંગી વગાડી ને મનરંજન કરતા હતા.

આ રીતે મજકુર બીબી સાહીબા ઇમામ બેગમ કરાંચી, મુંબઇ અને માહિમ ખાતે જતા આવતા તેમા માહિમ ખાસ મથક તરીકે ગણાતું હતું. અને ઇ. સ. ૧૮૬૬ માં પહેલા આગાખાન સાહેબ આગા હસનઅલીશાનાં સમયમાં જ્યારે બાર-ભાયા કેસ ચાલ્યો હતો તે વખતે મૌજુદ હતા.

પેહલા આગાખાન સાહેબ મજકુર બીબી સાહેબનાં ઇસ્લામ વિરૂધ સારંગીમાં કિરતન કરવા માટે ખફા થયા હતા. ને તેથી કેટલોક બનાવ મજકુર બીબી માટે બન્યો હતો પરંતુ એ સિવાય એમની ધારમિક બુધ્ધિ માટે, તેઓ બેશક વખાણને પાત્ર હતા. અને તેમનાં કિરતન કાવ્યો. આજે પણ ઇસ્માઇલી પાસેનાં જ્ઞાન શરીફની હરોળમાં પ્રેમથી બોલાય છે.

સાંભળવા મુજબ મજકુર બીબી સાહેબા સવંત ૧૯૧૦ માં મુંબઇ ખાતે આવેલા હતા, તે વખતે પણ તેમને ખડક ઉપરનાં મોટા જમાત ખાનાની ઉગમણી દિશાએ ડુંગરીનાં મોટા રસ્તા-પરનાં સોમજીભાઇ વિસરામનાં માળામાં ખોજા જમાતનાં આગે-વાનો તરફથી ઘટતો સતકાર કરવામાં આવ્યો હતો. વળી તેમનાં સાથે સારંગી વગાડનાર મેરાલીનો પુત્ર લુત્ફઅલી મેરાલી પીર-મામદશા વાળી દરગાહનાં મુંજાવર તરીકે કેટલીક મુદત સુધી નોકર હતો. અને તેપણ પોતાના પિતાની પેઠે બીબી ઇમામ બેગમનાં કીરતન કાવ્યો સારંગીમાં વગાડતો હતો.

આ ઉપરથી સુજ્ઞ વાંચક વર્ગને જણાવવાનું કે ના૦ પેહલા આગાખાન સાહેબના ઇરાનથી પધારવા અગાઉ ખોજા ઇસ્માઇલી જમાઅતમાં ધારમીક તાલીમ કેવી રીતે અપાતી તેની ઝાંખી રૂપ રેખા દોરી બતાવી છે. અને તે ઉપરથી આજ ઇસ્માઇલી ફીરકાવાળા ખોજાઓ કેટલી બધી પ્રગતી કરી રહ્યા છે તે સ્પષ્ટ થશે.

માત્ર—એકજ સેંકડામાં કોઇ કોમે પોતાનાં મુરશીદ રહેબર અને હાજર ઇમામની પવિત્ર આશિષનાં પ્રભાવે, કેટલી બધી તરક્કી કરી છે. તે એક મોજેઝા જેવી બીના છે. મુરશીદની ગેરહાજરીમાં એક નામાલુમ કોમ જેવી અને ધારમિક ભાવિક છતાં ઇસ્લામ વિરૂધ વાજાંમાં કિરતન કરવાની રૂઢી સાધારણ

વગનાં ભકતો મુજબ વર્તતા, તે ખોજાઓ આજે એક હિન્દમાં ઝળકતી અને કેળવાયલી કોમ તરીકે જે જે પ્રગતિ કરી રહી છે. તે માત્ર પોતાના મુરશીદ અને હાજર ઇમામનાંજ આશિરવાદનો પ્રભાવ પ્રગટ કરે છે.

જો—સેંકડો પછીના વરસોનાં વચગાળે કેટલાક નાપસંદ વિરોધો ઉભા ન થયા હોત. તો આજે ખોજા કોમના નામે ઘણું ઉજળું ભવિષ્ય જોઇ શકાત! તોપણ ઇશાઅતે ઇસ્લામના કાર્યમાં હિન્દ ખાતે ખોજા આગાખાનીઓએ જાણીતા મુસલમીન આગેવાનોના શબ્દો મુજબ જે ઇશાઅતે ઇસ્લામનુ કામ હીન્દના સાત કરોડ મુસલમીન પૈકી કોઇપણ નથી કરી શકયું, તે પ્રમાણમાં નાનકડી ખોજા ઇસ્માઇલી કોમે ઘણું કરી બતાવ્યુ છે

આ માત્ર ઇસ્માઇલી મહાન પીરોની સત્ય ઇસ્લામની સરળ અને ઉત્તમ તાલીમનુંજ કારણ માની શકાય. કારણકે ધર્મ વિરોધ કરી જુદા પડી ગયેલા કહેવાતા **બારભાયા** અને **ઇસ્નાશરી** ખોજાઓ ખુદ પોતે પોતાનાં ટોળાની પ્રગતિ કરી શકયા નથી. ત્યારે પોતાના મુરશીદ હાજર ઇમામનાં દોઆના પ્રતાપે ઇસ્માઇલી ખોજાઓ. ઘણા હીન્દુ કોમનાં ને પોતાનાંમાં ઉમેરી શકયા છે, અને ઉમેરતા જાય છે.

જ્યાં ધારમિક શુધ્ધ તાલીમ હોય છે, ત્યાંજ આ પ્રભાવ પડે છે. અને તે આજના વખતમાં પ્રસિધ્ધ રીતે સિધ્ધ થઇ ચુકયું છે.

દેહલીવાળા ખ્વાઝા હસન નિઝામી જેવા મહાન ઇસ્લામીએ પોતાના ફાતમી દાઅવતે ઇસ્લામનાં દફતરમાં ઇસ્માઇલી ખોજાઓની બાબતમાં જે નોંધ કરી છે. તે યાદ આપીને ઇસ્માઇલી ખોજાઓની ધારમિક તાલીમનાં હીન્દુ મુસ્લમીન એકતાનાં પુલ સરખા શુધ્ધ તત્વોનો નમુનો હાલ ગુજરાતીમાં છપાયેલ ઇસ્માઇલી સાહિત્યમાંથી મેળવી વાંચવા ખાસ ભલામણ કરીશું.

વળી મજકુર બીબીનાં કુટુંબી કડીવાળ સૈયદો જેના નામો ઉપર દરજ કીધા છે. તેઓ દરેક ઇસ્માઇલી હાજર ઇમામની શનાખ્ત ધરાવતા હતા, અને તેથી ઇસ્માઇલી ફીરકાવાળા અમો ખોજાઓને ધારમિક તત્વોથી પોખતા ! બીબી માફક—મુંબઇવાળા સૈયદ મામદશા દરગાહવાળા અને કચ્ચ કેરાવાળા સૈયદ ગુલ્માલી શાહે રચેલા પદો આજે પણ ઘણી પ્રિયતાથી ઇસ્માઇલીઓ બોલે છે. કારણ કે તેઓએ ઇસ્માઇલી ઇમામની મુરીદ ખોજા જમાતને ઉપદેશ આપી ધાર્મીક ખીદમત બજાવવાના હેતુથીજ જીંદગી ગુજારી છે, અને તેથી આજે પણ તેમને ઇસ્માઇલીઓ એમના રચેલા પદો બોલી એમની યાદ જાળવી રાખે છે.

સૈયદ મામદશા આજથી આશરે એકસો દશ વરસ ઉપર થઇ ગયા છે. અને તેમના તરફ ઇસ્માઇલી ઉપદેશક તરીકે ઇસ્માઇલી ખોજાઓ ઉપરાંત તેમના પ્રભાવશાળી જીવનની અસરથી કોકણી મુસલમીન કોમ પણ બહુજ શ્રદ્ધા રાખતા હતા. મૌસુફ માનવંત સૈયદ મહમદ શાહે રચેલું નીચેનું પદ ઇસ્માઇલીયો ઘણીજ પ્રિયતાથી બોલે છે કે જેમાં ઇસ્માઇલી હાજર ઇમામની શનાખત અને તેમના પ્રત્યે એમની પૂજ્ય બુધ્ધી આબાદ ઝળકી નીકળે છે કે:—

સાહેબજી ! તું મોરે મન ભાવે !!
અવર મુઝે ચિંત ન આવે !!
દુજા મોરે મન ન ભાવે—સાહેબજી.

એજી ! જે જે માગું તે તુંહી દેવે !
એવા એવા લાડ લડાવે !—સાહેબજી !

એજી ! ચારે ચારે જુગમાં ફરી ફરી જોયું !
તેરે તોલે કોઈ ન આવે—સાહેબજી !

ચાલો સાહેલી વર જોવાને જઇએ !
સો પીયા મેને પાયા—સાહેબજી !

એજી ! જીસરે વીન્યા ઘડી દોહેલી જાવે !
સો પીયા મોરે મંદિર આવે—સાહેબજી !
એજી ! જીસકારે સાહેબ ! અયેસા હોવે !
સો દુખીયા કીયું કર કહાવે—સાહેબજી !
એજી ! દાસ દયાળજીને કીયુ કર કીજે !
કરમે લીખીયા સો પાવે —સાહેબજી !
એજી ! **શામરહેમાન** દોનું એક ગુસાંઇયા !
મુરખ મરમ ન પાવે—સાહેબજી !
એજી ! ઓલીયા સૈયદ મહમદ શરણુ તમારે !
તુજે છોડી દુજે દુઆર કાંહાં જાવે—સાહેબજી !

---

વળી સૈયદ ગુલ્માલીશા કચ્છ કેરાવાળાએ રચેલા પદોમાંથી નીચેનું પદ એમની ઇસ્માઇલી હાજર ઇમામ તરફની શુધ્ધ ભાવનાના નમુના તરીકે આ નીચે રજુ કરીયે છીએ કે:—

એજી માલ ખઝીના બહોતજ ભરયા !
ઉસ્મે નહીં કુછ તેરા—
રંગ મોહોલ સબ ભુલ જાયેસી,
જંગલ હોયેસી ડેરા—
કીયા નીંદ સોવેમન મેરા
શાહ ! સમરનકી વેળા–કીયાનીંદ સોવેમન મેરા–૧
એજી ! સીર પર કાળ ફીરે સત સાધુ !
અબ તું ચેત સવેળા
ઇસવેળા માંહે જેતું ભુલ જાયેસી !
તો બહોત આયેસી ફેરા—કીયા નીંદ–૦
એજી ! આરે સંસાર સકળ હયે જુઠા !
મત જાણો હયે મેરા;

છોડ ભરમ તમે બ્રહ્મ વિચારો
તો ખોજ અંતર ઘટ તેરા—ક્યા નીંદ-૦
એજી ! જોત પરકાશ લીજે ઘટ અંદર !
ગુર બીના ગોર અંધેરા;
કહે સૈયદ ગુલ્માલી શાહ સમરણ કરલે.
સમજ સમજ મનમેરા—ક્યા નીંદ-૦

---

આ રીતે ઇસ્માઇલિ પીર હસન કબીરદીનની પછી એમની દીકરી બાઇ **બુઢાંઈ** અને તેના ભાઈ **ઇમામશા** પીરાણાવાળા તથા ત્યારપછી કડીવાળા સૈયદ ખાનદાન વાળા બીબી **ઇમામ બેગમ** અને સૈયદ **મામદશા** તથા સૈયદ **ગુલ્માલીશા** જેવા ઇસ્લામી આલમમાં પૂજ્ય મનાયેલાં પાક પુરૂષો, ઇસ્માઇલિ હાજર ઇમામનાં સેવક તરીકે કેવી ઉપયોગી ખીદમત બજાવી ગયા છે ! તે સુજ્ઞ જાહેર વાંચક વર્ગને જણાઈ આવશે. અને તેથી ઇસ્માઇલી પીરકો કેવા ઉમદા ખુદાઇ સીધ્ધાંતો ધરાવે છે તે સમજાશે. ત્યારે આ ઇસ્માઇલી પીરકાનાં માટે જાહેરમાં પોતાની કોતાહ અક્કલથી ટીકા કરનારાઓ ખરી વાતથી કેટલા બધા અજ્ઞાત છે, તે સહેલથી સમજી શકાશે.

અમોએ "ખુલાસા"માં કરેલો બળાપો એટલાજ માટે હતો કે, આવા માનવંત અને અનુભવી ઇસ્લામી મહાત્મા જેવાં રદયો—એ—

આયાત—**ઇન્ની જાએલુન ફીલ અરજે ખલીફા.**

એટલે—ખુદા ફરમાવે છે કે મારો ખલીફો (જાહેર ઇમામ) આ દુનિઆમાં (હમેશાં) રહેશે.

એ ખુદાઈ કલામ મુજબ હઝરત આદમની સિલ સિલાવાર પરંપરામાં—ખુદાનો ખલિફો (જમાનાનો ઇમામ) હ૦ અલીની

સીધી અને (અટકવા કે ગેબ થયા વગરની) નર નસલે હાલના ના૦ આગાખાન સાહેબ સર સુલ્તાન માહમદશાહ ૪૮ મી પુસ્તમાં છે—તેમનાં તરફ કેટલી બધી ઉચ્ચ ભાવના બતાવી છે! અને તેમની ભક્તિના પ્રભાવે "**વલી અલ્લાહ**"નાં દરજ્જે પહોચ્યા છે! છતાં એવા **વલી અલ્લાહ** અને માનવંત ભક્તી રદય સૈયદ ખાનદાનની **બાનુઓએ** બતાવેલા સ્પષ્ટ વિચારોને. જાહેર આલમ સામે ખોટી રીતી રજુ કરી મુનાફીકપણ, કરનારાઓ કેટલા ભયકર જોખમમાં છે? અથવા એ મરહુમોની પવિત્ર રૂહોનાં શ્રાપ લેવા સમાન કાર્ય કરે છે! તે માટે અમોએ આ પ્રયત્ન કરયો છે કે, કાંતો એવા મુનાફીકોની અજાનતા દુર થાય અથવા તો પોતાનાં વીચારોથી જેને જેને ખોટે રસ્તે દોરવવાનુ બન્યુ હોય તેઓને ખરી હકીકત હાંસલ થાય.

## મુનાફીક—પણુ.

જાહેર—વર્તમાન પત્રમાં—તબુરાનાં તારનાં હેડીગ નીચે બીબી ઇમામ બેગમ સાહેબાનાં રચેલાં પદો જે રજુ કરયાં છે તેમાંથી ઇસ્માઇલી ફીરકાનાં ચોકસ પાઠો છુપાવીને ઇસ્લામી વેદાંતનાજ પાઠો રજુ કરી જાહેરમાં મુકયા છે.

બીબી ઇમામ બેગમનાં આઠ પદો પ્રસિધ્ધિમાં આવ્યા છે તેમાંથી ૪ થા પદ દરશન દીયો મારા નાથ—દાસી હું તેરી.

એ પદમાંથી—નીચેનાં પદો પ્રગટમાં મુકયા નથી.

**એજી પીર સદરદીન બુઝરંગ કહીયે—**
**બાર કરોડીનાં કંથ—દાસી૦**
**એજી અણીત કરોડી પીર હસન કબીર સાથે—**
**તેનું વર દીધું નકલંકી નાથ—દાસી૦**

મજકુર પદમાંથી ઉપલા બે પાઠ છુપાવ્યા છે, તે ચોકખું મુનાફીકપણુ કર્યું છે કારણુ કે એ બે પાઠોમાં

પ્રથમ પીર સદરદીન સાહેબ.

બીજા પીર હસન કબીરદીન સાહેબ.

એ બેઉ ઇસ્માઇલીયા ફીરકામાં મનાતા જાહેર અને હાજર-ઇમામ જે વખતે (૪૦) શા. ઇસ્લામશાહ ઇરાનનાં **દેલમ** પ્રગણા તરફ હતા. જેઓ હાજર જોમાના ધણી ના૦ આગાખાન સાહેબ સર સુલતાન માહામદ શાહના વડીલો થાય. તેમનાં ફરમાન વડે પીર (ગુરૂ) તરીકે હીન્દના ભાવિક ભક્તોની તાલીમ માટે મોકલા-વેલા અને તેઓએ અથાગ જેહમત અને અખંડ પ્રયત્ન વડે હાલના ઇસ્માઇલીયા ફીરકાના હીન્દુ મતમાંથી બંધાયલી ખોજા કોમ, મુમન કોમ વિગેરે જાતીઓની મક્કમપણે સમજણ આપી જુદી કોમી બંધારણ કરી પોષ્યા! તેમના આ પ્રયાસ તરફ તંબુરાના તારનો વગાડનાર આત્માના ઉપનામ ધરાવનારને અભાવ હોવાથી, એ આખા વિષયને હાજર ઇમામને નહીં માનનાર ઇસ્લામી ફીરકા તરફ ધસડી જવાની નેમથી ગેર ઇન્સાફ આપ્યો છે.

આ પાઠ આપી ખુલાસો કરવાનો હેતુ માત્ર એટલોજ છે, કે ઇસ્લામમાં પુષ્કળ ફીરકા બંદી થઇ ગઇ છે. સુન્નત જમાતમાં મોટા જેમ ચાર ફીરકા છે. હનફી, માલેકી, હંબલી ને તે મુજબ શિયાઓમાં પણ ઉસુલી, અખબારી, એવા એવા ફીર-કાઓ પડી ગયા છે. ત્યારે શિયા ઇમામી ઇસ્માઇલીયા આગાખાની ફીરકોજ માત્ર એકજ એવો ફીરકો છે, કે જેની તાલીમ હ૦ રસુલે ખુદાના ફરમાન અનુસાર "કુરઆને શરીફ અને જાહેર ઇમામ" બેઉની મૌજુદગી અને એકપણાની રસી મિસાલે ચાલી આવે છે—ઇસ્માઇલીયા ફીરકો—

"અલી મઅલ કુરઆન અને કુરઆન મઅલ અલી"

ની **હદીસ** મુજબ **ઇમામ** અને **કુરઆન**માં જુદાઇ માનતો નથી. અને તેથીજ ખુદાઇ ધર્મના રેહબરની છાયામાં છુપા ખુદાઇ ભેદો અને ખુદાઇ તાલીમથી જાગ્રત છે.

જાહેર રીતે આગાખાની ઇસ્માઇલીયા ફિરકાની ધારમીક ક્રીયા અને બંદગી માટે જાહેર આલમ કંઇજ જાણતી નથી. એમ કહીશું તો ખોટું નથી. પણ એ બાબતમાં પ્રથમ એકજ બાબત મુખ્ય જગ જાહેર છે, કે તે એ કે; હાજર ઇમામ ના૦ આગાખાન જેવાં આલે રસુલ અને હ૦ અલીની સીધી નર નસલે પુસ્ત દર પુસ્ત ઇમામતની મસનદ ભોગવનાર છે! કે જેની ઇમામત સિવાય બીજો કોઇ ઇસ્લામી આલમમાં ઇમામત ભોગવતો નથી બીજાને તેવો હક પણ નથી. તેથીજ તેઓ ખુદા અને રસુલનાં ફરમાન મુજબ જાહેર ઇમામ (ઇમામ મોબીન) છે!!!

હવે આવાં ખુદા અને રસુલનાં ફરમાન મુજબ સિધ્ધ થયલા હાજર ઇમામની રહેબરી તળેનાં અનુયાયીઓ ઇસ્લામથી અણુ-વાકેફ હોય, એમ માનવું સારી સમજથી વેગળું છે! છતાં અમો કોઇપણ મોહકમ દલીલ વગર કહેવા માગતાજ નથી. પરંતુ પ્રથમ એક મુખ્ય મુદ્દામાં જાહેરમાં થયેલ ઘોંટાળો પ્રથમ સાફ કરવાની જરૂર છે કે જેની ગેરહાજરીમાં ખુદ અધુરી સમજના અનુયાયી ઇસ્માઇલીયોને પણ જાહેરમાં સુનારીકપણું કરવાની તક મળે છે, તેથી તે બાબત પ્રથમ કહેવામાં આવે છે કે—

"ના૦ આગાખાન–વિરૂધ હાજી બીબી"વાળો કેસ હાઇકોર્ટમાં ચાલતો હતો, તે વખતે ના૦ આગાખાનના એક અનુયાયીએ જુબાનીમાં કહ્યું હતું કે—

"હું કુરઆન શરીફને માનતો નથી."

આ ઉપરથી વાત વધારીને કહેનાર સુનારીકોને કારણ મલ્યું ને છેવટ જાહેરમાં એવી વાતો ઉડાવી કે ના૦ આગાખાને કહ્યું કે હું કુરઆનને માનતો નથી–(તોબા! તોબા!) આ હડહડતું તોહોમત છે! ના૦ આગાખાન સાહેબે કદી એમ કહ્યું નથી બલકે પોતાનાં મુરીદોને ફરમાન પણ કરેલું મોજુદ છે કે—

"તમો કુરઆન-હદીસ મસ્નવી, વિગેરે કિતાબોની સમજ મેળવો-ને તે પ્રમાણે વરતો—વિગરે"

પોતાના હાજર ઇમામનાં ઉપર મુજબનાં ફરમાનને નમાનનારને ઇસ્માઇલીયો ખુદ કાફર સમજે છે. અને તેથી અમો ઇસ્માઇલીયો કુરઆનને નથી માનતા એમ કહીયે કે માનીયે, તો કાફર કહેવાઇયે-એ બરાબર યાદ રાખવાનું કે અમારો એક ઇસ્માઇલી પોતાનાં ઇમામ તરફનાં ઇસ્કનાં લીધે કુરઆનને નથી માનતો, એમ કહેવે તો તેથી બીજા કોઈ ઇસ્માઇલીયોને કે અમારા હાજર ઇમામને કાંઇ લાગતું વળગતું નથી. તેનું આકેબતનું જોખમ એમ બોલનારને કે માનનારને શિર છે.

અમો ઇસ્માઇલીયોનો ખુલ્લો ઇકરાર એ છે, કે અમે કુરઆને શરીફ મુજબજ અમારો દીન પાળીયે છીયે, બલ્કે અમારો દાવો છે, કે ખુદા અને રસુલનાં ફરમાન મુજબ ૪૫ કરોડ મુસલમીનોમાં અત્યારે—

"કુરઆન-અને જાહેર ઇમામ" બેઉને ખરી રીતે માનનારા અમો ઇસ્માઇલી સિવાય બીજો કોઈ ફીરકો નથી—

હવે મુળ બાબત ઉપર આવીશું કે—અમારો ઇસ્માઇલીયા ફીરકો કુરઆન શરીફ મુજબ છે, તો એવો એતેરાઝ લોકો કરે છે કે, ઇસ્લામના બધા ફીરકા કુરઆન શરીફને માને છે! છતાં બધાથી અલગજ એકજ અમારો ઇસ્માઇલીયા ફીરકો કેમ છે? તેનો સક્ષિપ્તમાં જવાબ એજ છે કે—

કુરઆન શરીફ સાથે હ૦ અલીનાં વંશનો ઇમામ જુવે, તે માત્ર અમારા એકજ ફીરકામાં મોજુદ છે! ને બીજા પાસે નથી, તેથી અમો બધાથી અલગ હોઇએ તેમાં નવાઇ નથી.

**આયાત-લા યાઅલમો તાવીલોહુ ઇલલલ્લાહો વર રાસેખુન ફીલઇલ્મ—**

એટલે-ખુદા અને રાસેખુન ફીલ ઇલ્મ (ઇમામ) વગર ધર્મનો મુળ ભેદ કોઇ જાણતું નથી.

તો પછી અમારૂં એ આયાત મુજબ માનવું છે, કે ઇમામ વગર ધર્મનો ભેદ મળતો નથી. તો પછી જ્યાં ખુદા અને રસુલના ફરમાન મુજબ ઇમામ ન હોય, તે ફીરકામાં ગમે તેવી ઇબાદત અને ગમે તેટલું આલેમપણું હોય, તો પણ તે ખુદાઇ ધર્મનાં ભેદો જાણી શકતા નથી. અને તેટલાજ માટે પેગંબરે ખુદાએ હદીસ ફરમાવી નક્કી કરેલું છે કે:—

**હદીસ-મન માતા-વલમ યા અરફ ઇમામે ઝમાનેહી મમાતા મયતતન ઝાહેલીયત:**

એટલે-જે કોઇ ઝમાનાના ઇમામને જાણતો નથી, તે ગમે તેટલો આલેમ ને આબેદ હોય છતાં અજ્ઞાનને મોતે મરે છે.

આ હદીસ સાબેત કરે છે કે જમાનાના ઇમામ વગર કુરઆન શરીફના ખુદાઇ ધર્મના ભેદો જાણી શકાતો નથી. ને તેથીજ અમો ઇસ્માઇલીયો ખુદા રસુલના હુકમ મુજબ જમાનાના ઇમામની છાંયા તળે, અમારી ઇમાનદારી પુર્ણ સમજીયે છીએ. વળી કોઇ વિદ્વાને એજ બાબતમાં બેત બાજી કીધી છે કે—

એ હુબ્બે એહલે બૈત ઇબાદત હરામ હયે,
ઝાહિદ તેરી નમાજકો મેરા સલામ હયે.

ટુંકમાં ઉપલા મુદ્દાઓ ઇસ્લામીઓ સમજે છે, ને માને છે; તે ઉપર જો વિચાર કરશે તો મૌજુદ ઇમામવાળો ફીરકો સલામતીમાં છે, અને તેવી હદીસ પણ પેગંબર સાહેબ ફરમાવી છે કે—

**મસલ અહલ બૈતી સફીનતન નુહીવ રકબઃ વન્ નજા વમન તખલફઃ અનહા વ ગરકા.**

એટલે મારી ઔહલે બૈત નુહ નબીના વહાણ જેવી છે ને તેમાં ચઢશે તે બચશે ને રહી જશે તે ડુબી જશે તે ગરક થશે!

આ હદીસ પણ અમો ઇસ્માઇલીયાના એતેકાદ મુજબના હાજર ઇમામને તાબે રહી ઇમાનદારી બજાવનારની સલામતી બતાવે છે.

જેના પાસે મૌજુદ ઇમામ અમારા મુજબ નથી. તેઓ ઉપલી દરેક આયાત અને હદીસના મુદ્દાને ફેરવે છે અને પોતાની માનીનતાનું ચોકઠું બધ બેસતું કરે છે. તે તેઓને મુબારક! પરતુ અમારો ખુલાસા અહીં સ્પષ્ટ થાય છે કે, અમો જે મોજુદ રહેબર (જાહેર ઇમામ) ના છાંયામાં છીયે, કે એવી રીતે કોઇ પણ ઇસ્લામી ફીરકો નથી અને તથીજ અમારા ફીરકાના સિદ્ધાંતો બધા ઇસ્લામી ફીરકાની સમજથી અલગ છે,

ઇમામનો અરથ અમો કુરઆન શરીફ મુજબ ખલિફત-લ્લાહનો કરીયે છીયે કે જેની ઓળખ કુરઆનમાં આપી છે. ત્યારે ઇસ્લામી બીજા ફીરકા વાળાઓ ખલિફતર રસુલ ને ઇમામ માને છે. અને અમારાથી જુદો શિયા ફીરકો જે ખલિફતલ્લાહનો કાયલ છે. પરતુ તેની મોજુદગીની બાબતમાં સમજ ફેર છે. તેથી વિચિત્ર માન્યતા વડે એતેકાદ રાખે છે; ત્યારે અમારા ઇસ્માઇલી ફીરકાની માનીનતા ખુલ્લી રીતે ખુદા અને રસુલના અચળ ફરમાનો મુજબજ છે.

અમો બીજા ઇસ્લામી ફીરકાને અથવા તેઓનાં એતેકાદને ઉતારી પાડવા માગીયે છીયે, એમ નહીં; પણ અમારા ફીરકાને કે જે વગર ગોટાળાની માનીનતા વાળો અને ઇસ્લામના મુળ નિરમળ સિધ્ધાંતો વાળો ઇમામે મોબીનના લીધે છે, તેની જાહેર અને મુનાફીક વૃતિથી વગોવનારાઓ અને નહીં જાણનારાઓ જે ગેર ઇન્સાફ કરે છે, તેના ખુલ્લા અને સાચા જવાબ તરીકે અમારો હેતુ છે. તેથી જો કોઇ મુનાફીક અથવા અણસમજુ

માણસ અમારા આ પ્રયત્નનો ખોટો ઉપયોગ કરી બબેરે, તો સારી સમજ વાપરી ને એ બાબતમાં પ્રગટકર્તા મારફત અસલ લખનારને મળી ખુલાસા મેળવવો એમ અરજ છે. અમારા ચોપાનિયાના સંક્ષિપ્તમાં કરેલ ખુલાસા ઉપરાંત સ્હેજ ઉભા થતા પ્રશ્નોનાં ખુલાસાની પણ જરૂર ધારીએ છીએ તેની ટીપ.

પ્રશ્નો—

૧ હીન્દુ ધર્મની ભાવના શા માટે?

૨ નમાજ, રોઝા, કુરઆન મુજબ કાં નથી અદા કરતા?

૩ બદગી અને બીજી ધારમિક ક્રિયા કેવી છે?

૪ નામદાર આગાખાન ગરીબો પાસેથી પૈસા કેમ લીયે છે?

૫ ના૦ આગાખાને પોતાના મુરીદો માટે શું કર્યું?

૬ ના૦ આગાખાન વિલાયતમાં મોટા ખરચે રહે છે. ઇંગ્લીશ ડ્રેસ પહેરે છે ને એક ઓરત છતાં બીજી યુરોપીયન સ્ત્રી શું કામ કરી?

૭ પ્રીન્સ અલીશા ઇમામનો વારસો મેળવી શકે કે?

આ સાતે સવાલોનો ખુલાસેવાર જવાબ સ્પષ્ટ દલીલો સાથે બીજા પેમ્ફલેટમાં વાંચો.

**સમાપ્ત.**

☞ ગઇ તા૦ ૧૭–૩–૨૬ નાં દિને શ્રી કોટડા 'સાંગાણી' ખાખ આપણી કાઠીયાવાડની શીયા ઇમામી ઇસ્માઇલીયા કાઉનસીલની ત્રીજી કાન્ફરન્સની બેઠકમાં કરવામાં આવેલી અપીલ ઉપરથી જુદા જુદા ધર્મ પ્રેમી આશામીઓ તરફથી જે જાથુકનાં ગ્રાહકો તરીકે સામટી નકલો ખરીદવાની ઉદાર દીલથી ઉત્તેજન આપ્યું છે–તેની વિગતવાર તપસીલ ત્રીજી સીરીઝની બુકમાં ઉત્તેજકોના નામ અને નકલોની સંખ્યા પ્રગટ કરીશું–તે ઉપર સુજ્ઞ ધર્મપ્રેમીનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

**પ્રગટ–કર્તા.**

. . . ..

નાબતો જાહે-

. પંથ ધર્મના નામે

. વિષે તરેહવાર ચર્ચા

. . . . . મા થતી સંભાળાય છે, ને અમારા

. ાઅતે-ઇસ્લામ"નાં કાર્યની ફત્તેહમંદ કોશીશોનાં લીધે અજબ રીતની વિરૂધતા કરતા જોવામાં આવે છે. અને તેની વાતોના ખોરાક તરીકે કેટલોક ખોજા શિયા ઇમામી ઇસ્માઇલીયા જમાતમાં ગણાતા ખુદ ખોજા કોજ સંપુર્ણ સમજની ગેરહાજરીનાં લીધે જાહેર ાનાં કારણ રૂપ બને છે. તેથી "ઇસ્માઇલી સાહિત્ય મંડળ" તરફથી તેવા દરેક પ્રયત્નોનો "સતપંથ સાહિત્ય સીરીઝ" તરીકે ટુંકા જવાબની બુક મારફતે અટકાવવા અને અમારા ફીરકાનાં નિરમળ સિદ્ધાંતો અન્ય ધર્મ પ્રેમીયોને સમજાય તેવા શુદ્ધ હેતુથી, આ સંસ્થા કાર્ય કરે છે.

"સતપંથ સાહિત્ય સીરીઝ" તરીકે બુકો નફો કરવાના હેતુ વગરજ તદન સસ્તી પડતે કીમતે વેચાશે. કે જેથી આ સંસ્થા જેટલો ખર્ચ કરે, તેટલો વસુલ થતાં બીજી વધુ બુકો પ્રગટ કરી શકાય. અને તેટલા માટે, ધર્મ પ્રેમી ગ્રહસ્થોને આ સીરીઝની બુકો પ્રત્યે મદદનો હાથ લંબાવી સતપંથ સાહિત્યની ઉન્નતિ તરફ પ્રેમ બતાવવા નમ્ર અરજ છે કે, મદદ તરીકે

એક…

સેવા કરવાનો…

પ્રગટ કરી અન્ય ધર્મ…

લાભ આપવાનો તથા અફ્ટીકાકારાન…

તે સિદ્ધ થાઓ; એમ જગતનિયંતા પ્રત્યે પ્રાર્થના છે.

---

છપાય છે! છપાય છે!! છપાય છે!!!

# સાહિત્ય સીરીઝ.

## નંબર ૩ જો.

**આત્મ દર્શન**-ની બાબતમાં મહાન ફરિશ્તાઓલીયા પીર સદરદીન સાહેબની અપૂર્વ વિદ્વતાનો અદ્‌ભુત ચિતાર! એ વખત જરૂર વાંચો—

---

**છપાય છે**—લાલા લજપતરાયનાં મેનીફેસ્ટાનો જવાબ.

**છપાય છે**—મીસીસ એની બિઝંટના નવા અવતારના બણગાંનો સચોટ રદીયો—**હાંડીઆ ચેતો!!**